સચીન રાજ્ય પ્રજામંડળ

# બંધારણ.

સન ૧૯૪૮



પ્રકાશક: સચીન રાજ્ય પ્રજામંડળના મંત્રી
ધીરૂભાઈ પ. ઇજારદાર.
( સચીન રાજ્ય પ્રજામંડળ-કમીટી ) ભીમપોર.
પો. ડુમસ.

કિંમત ૦-૪-૦

# સચીન રાજ્ય પ્રજામંડળના

# બંધારણના નિયમો

**કલમ ૧.** પ્રજામંડળનો ઉદ્દેશઃ—

પ્રજામંડળનો ઉદ્દેશ સચીન રાજ્યને મુંબઈ પ્રાંત સાથે જોડી દેવાનો છે. આ ઉદ્દેશને માન્ય રાખીને જે સભાસદો થાય એ સર્વેનું સર્વોપરી મંડળ બને તેને સચીન રાજ્ય પ્રજામંડળ કહેવું.

**કલમ ૨.** સભ્યની લાયકાતઃ—પ્રજામંડળના ધ્યેયને માન્ય રાખનાર, ૧૮ વર્ષ ઉપરની રાજ્યની રહીશ કોઈપણ વ્યક્તિ વાર્ષિક લવાજમ ૪ આના આપી સભાસદ થઈ શકશે.

**કલમ ૩.** સચીન રાજ્ય પ્રજામંડળનાં બંધારણનાં અંગો નીચે મુજબ રહેશેઃ—

(ક) સચીન રાજ્ય પ્રજામંડળ.

(ખ) વ્યવસ્થાપક મંડળ.

(ગ) કાર્યવાહક મંડળ.
(ઘ) ગ્રામ સમિતિઓ.

કલમ ૪ ગ્રામ સમિતિઓ આ બંધારણીય નિયમાનુસાર પોતાના કામકાજ માટે નાની અગર મોટી સમિતિઓ નીમી શકશે, અને આવી સમિતિ તેમને આપેલી સત્તા અનુસાર કામ કરશે.

કલમ ૫. ગ્રામ સમિતિઓ ઉપરાંત સચીન રાજ્ય પ્રજામંડળના કામકાજ માટે એક વ્યવસ્થાપક મંડળ અને કાર્યવાહક મંડળ રહેશે.

કલમ ૬. દરેક ગ્રામ સમિતિનું બંધારણ નીચે પ્રમાણે રહેશે.

(ક) કોઈ પણ ગામમાં ઓછામાં ઓછા ૨૫ સભાસદો નોંધાયા વિના ગ્રામ સમિતિ રચી શકાશે નહિ.

(ખ) સભાસદ નોંધવાની મંત્રીએ ઠરાવેલી આખર મુદત પૂરી થયે, સચીન રાજ્ય પ્રજામંડળની સૂચના અનુસાર, દરેક ગ્રામ સમિતિએ, પોતાના સભાસદોમાંથી, ચૂંટણીના નિયમ પ્રમાણે ગ્રામ સમિતિની સ્થાપના કરવી. અને તેની ખબર આઠ દિવસમાં રાજ્ય પ્રજામંડળની મુખ્ય કચેરીએ મોકલી આપવી.

(ગ) દરેક સમિતિમાં ગણ્ય અધિવેશન માટે ચૂંટાએલા પ્રતિનિધિઓ જે તે ગ્રામ સમિતિના સભાસદો ગણાશે.

(ઘ) ગ્રામ સમિતિમાં ઓછામાં ઓછા ૫ સભાસદો હોવા જોઈશે. આ ઉપરાંત સુધરાઈઓ, પંચાયતો અગર ધારાસભામાં (અગર એવી કોઈ ઉપલા દરજ્જાની સંસ્થામાં) પ્રજામંડળ પક્ષે ચૂંટાએલા સભ્યોને ગ્રામ સમિતિમાં લઈ શકાશે.

(ચ) અને આવા સંપૂર્ણ બંધારણવાળી ગ્રામ સમિતિ પોતાના હોદ્દેદારો પ્રજામંડળની જે તે સાલ માટે ચૂંટશે.

(છ) ગ્રામ સમિતિ પ્રજામંડળ અંગેનું ગામનું કામકાજ કરશે અને સચીન રાજ્ય પ્રજામંડળ જે તે ગ્રામકાજ સામાન્ય સંજોગોમાં આવી ગ્રામ સમિતિ દ્વારા કરશે.

(જ) જો કોઈ ગામમાં પેટા કલમ (ખ) મુજબ ગ્રામ સમિતિ ૩૦ દિવસની અંદર અગર મહામંત્રી ઠરાવે તે મુદતની અંદર નહિ ચૂંટાય તો રાજ્ય પ્રજામંડળના મહામંત્રી પ્રમુખના સંમતિથી કોઈપણ ગામમાં [illegible]

સમિતિ અને તેના હોદ્દેદારોની નિમણૂક કરી શકશે, અને તે કાયદેસર ચૂંટાએલી સમિતિ અને કાયદેસર ચૂંટાએલા હોદ્દેદારો છે એમ ગણાશે આવી રીતે રચાએલી ગ્રામ સમિતિ પ્રજામંડળના વર્ષ દરમિયાન કામ કરશે.

કલમ ૭. ગ્રામ સમિતિ પોતાની કામગીરી માટે એક પ્રમુખ અને એક યા વધુ મંત્રી ચૂંટી શકશે.

કલમ ૮. સચીન રાજ્ય પ્રજામંડળ ગ્રામ સમિતિઓ પર સામાન્ય દેખરેખ રાખશે જરૂર પડશે ત્યાં ગ્રામ સમિતિઓ કલમ (૭) મુજબ સ્થાપશે. ગ્રામ સમિતિ જે તે વિભાગનું પ્રજામંડળનું સામાન્ય કામકાજ કરશે.

## વ્યવસ્થાપક મંડળ

કલમ ૯. સચીન રાજ્ય પ્રજામંડળનું વ્યવસ્થાપક મંડળ ૩૧ સભ્યોનું બનશે, અને તે ઉપરાંત જે તે પ્રમુખ, ઉપ પ્રમુખ, મહામંત્રી અને ખજાનચી આ મંડળના સભાસદો ગણાશે.

(ક) સચીન રાજ્ય પ્રજામંડળના વ્યવસ્થાપક મંડળ માટે જે તે ગામ નીચેની સંખ્યા મુજબ સભાસદો ચૂંટી શકશે.

| | | |
|---|---|---|
| [illegible]અસ.....૫ | પૂણા......૩ | સચીન......૧ |
| [illegible]મપોર....૪ | સારોલી....૧ | કનસાડ......૩ |

ગળતિયા...૧ ગોડાદરા...૧ લાજપોર...૧

સરસાણા...૧ દખ્ખણવાડા ૧ ભાટિયા....૧

ભીવના......૧ ત્રાજ......૧ ઊન......૧

ખોચુંદ....૧ વાસણ....૧ વેડછા......૧

વકતાણા...૧ કોથા......૧

(ખ) વ્યવસ્થાપક મંડળના સભ્યોની પસંદગી કરવામાં દરેક ગ્રામ સમિતિના પ્રમુખ, ઉપપ્રમુખ, અગર મંત્રીઓનો પ્રથમ સમાવેશ કરવામાં આવે એ ઈચ્છવાજોગ છે.

(ગ) સચીન રાજ્ય પ્રાંતમંડળનું તમામ કામ આ વ્યવસ્થાપક મંડળ મારફત થશે.

(ઘ) વ્યવસ્થાપક મંડળની સભા વર્ષમાં ઓછામાં ઓછી બે વખત બોલાવવી પડશે.

(ચ) વ્યવસ્થાપક મંડળનો કોઈપણ સભાસદ લાગલાગટ બે સભામાં પ્રમુખને અગાઉથી જણાવ્યા સિવાય ગેરહાજર રહે તો તે આપોઆપ કમી થશે અને આવી ખાલી પડેલી અગર ઈતર કારણે ખાલી પડેલી જગ્યાએ ગ્રામ સમિતિની પસંદગીનો [illegible] પ્રમુખ નીમી શકશે. પરંતુ ઉપર પ્રમાણે ગ્રામ સમિતિને જાણ કર્યા છતાં જો

માસની અંદર આમ સમિતિ પસંદગી કરે અગર આમ સમિતિની બેઠક ચાલતી ન હોય તો અગર બીજાં કોઈ યોગ્ય કારણસર પ્રમુખને આવા સભ્યની જાતે નીમણુંક કરવાનો હક છે. પ્રમુખ આવી નીમણુંકની ખબર આમ સમિતિને આપશે.

(ઝ) વ્યવસ્થાપક મંડળનો કોઈપણ ઠરાવ ફેરવવાનો અધિકાર તે મંડળને અગર અધિવેશનના ખુલ્લી બેઠકમાં મળેલા પ્રતિનિધિઓને છે.

(ટ) વ્યવસ્થાપક મંડળના ઠરાવ થાય તે જો વ્યવસ્થાપક મંડળ બીજી રીતે ન ઠરાવે તો તુરત અમલમાં આવશે

(ઠ) વ્યવસ્થાપક મંડળની સભા મહામંત્રી બોલાવી શકશે

(ડ) આ સિવાય વ્યવસ્થાપક મંડળના ૧/૩ થી વધુ સંખ્યાના સભાસદોની લેખી માગણી આવે, મહામંત્રીએ વ્યવસ્થાપક મંડળની ખાસ સભા દસ દિવસમાં બોલાવવી પડશે.

## કાર્યવાહક મંડળ

કલમ ૧૯. વ્યવસ્થાપક મંડળના સભ્યોમાંથી એક કાર્યવાહક મંડળ પ્રમુખની પસંદગીનું રચવામાં આવશે અને તે પ્રમુખ અને મહામંત્રી સાથે ૧૧ સભ્યોનું બનશે.

કલમ ૧૧. પ્રજામંડળના કામકાજ અંગે કાર્યવાહક મંડળને વ્યવસ્થાપક મંડળે પોતાની પાસે ખાસ રીતે રાખ્યા હોય તે સિવાયના તમામ અધિકારો રહેશે.

કલમ ૧૨. ઉપર ગમે તે કહ્યું હોય છતાં કાર્યવાહક મંડળના ઠરાવો ફેરવવા વ્યવસ્થાપક મંડળને અધિકાર છે.

કલમ ૧૩. કાર્યવાહક મંડળનો સભ્ય પ્રમુખને અગાઉથી ખબર આપ્યા સિવાય બે થી વધારે સભામાં ગેરહાજર રહેશે તો તે કમી થવા પાત્ર થશે, અને તેવી રીતે અથવા બીજી રીતે ખાલી પડેલી જગ્યા પૂરવા પ્રમુખને અધિકાર રહેશે.

કલમ ૧૪ કાર્યવાહક મંડળની સભા મહામંત્રી બોલાવી શકશે

કલમ ૧૫. કાર્યવાહક મંડળની સભા ખાસ અગત્યના કારણસર ૪ સભ્યના લેખિત નિવેદન ઉપરથી મહામંત્રીએ ૪ દિવસની અંદર સૂચના કાઢી બોલાવવી પડશે.

## કાર્યસાધક સંખ્યા

કલમ ૧૬. (અ) પ્રજામંડળનાં બંધારણ નીચે કોઈપણ મંડળની કાર્યસાધક સંખ્યા જે તે મંડળ દર વર્ષે ઠરાવી શકશે. જો મંડળે પોતાની કાર્યસાધક સંખ્યા ઠરાવી ન હોય તો (૧) કાર્યવાહક મંડળની કાર્યસાધક સંખ્યા ૪ ની અને (૨) વ્યવસ્થાપક મંડળની સંખ્યા ૧૧ ની ગણાશે.

(ચ) કાર્યસાધક સંખ્યાના અભાવે મુલતવી રહેલી ફરીથી બોલાવેલ સભામાં કાર્યસાધક સંખ્યાની અપેક્ષા રહેશે નહિ, પરંતુ આવી સભામાં અગાઉ જણાવેલ કામો ઉપરાંત બીજું કામ થઈ શકશે નહિ.

## ઠરાવોનું બંધન

કલમ ૧૭. મંડળના ઠરાવ બહુમતીના થાય તે મંડળને બંધનકર્તા ગણાશે.

કલમ ૧૮. વ્યવસ્થાપક મંડળના ઠરાવો બંધારણ નીચે રચાએલ તમામ મંડળોને બંધનકર્તા ગણાશે કાર્યવાહક મંડળના ઠરાવો જ્યાં સુધી વ્યવસ્થાપક મંડળ ફેરવે નહિ ત્યાં સુધી તમામ મંડળોને બંધનકર્તા ગણાશે

## હિસાબ

કલમ ૧૯. આ બંધારણ નીચે રચાએલું કોઈપણ મંડળ પોતાના મંત્રી દ્વારા મંડળનો હિસાબ રાખવા બંધાએલું છે અને હિસાબ તપાસનીસ મારફત તેની તપાસ કરાવીને પોતાના દફતરે રાખવા અને વાર્ષિક સરવૈયું પોતાનાથી ઉપલા તમામ મંડળોને મોકલવા બંધાએલું છે.

કલમ ૨૦. કાર્યવાહક અને વ્યવસ્થાપક મંડળ અગર તેમના નીમેલા પ્રતિનિધિ ગમે તે મંડળનો હિસાબ જોવા માંગી શકે છે અને જોઈ શકે છે.

## મંત્રીઓ

કલમ ૨૧ સચીન રાજ્ય પ્રજામંડળના બંધારણ નીચે એક મહામંત્રી અને એક સહમંત્રી ચૂંટવામાં આવશે.

કલમ ૨૨ મહામંત્રી પ્રમુખના તાબામાં રહી કાર્યવાહક મંડળ અને વ્યવસ્થાપક મંડળના હુકમોનો અમલ કરવાનું તથા પ્રજામંડળની મુખ્ય કચેરી ચલાવવાનું અને તેને અંગેનાં તમામ કામકાજ કરશે, અને સહમંત્રી પ્રમુખ અને મહામંત્રીની સૂચના અનુસાર કામ કરશે.

કલમ ૨૩. મહામંત્રી અગર સહમંત્રીની ખાલી પડેલી જગ્યા કાર્યવાહક મંડળ પૂરી કરશે.

## પ્રમુખ

કલમ ૨૪. અધિવેશનમાં ચૂંટાએલા પ્રમુખ બીજા અધિવેશનના પ્રમુખ ચૂંટાય ત્યાં સુધી સચીન રાજ્ય પ્રજામંડળના પ્રમુખ ગણાશે.

કલમ ૨૫. કોઈપણ કારણે પ્રમુખની જગ્યા થોડા વખત માટે ખાલી પડે તો કાર્યવાહક મંડળ અને કાયમને માટે ખાલી પડે તો વ્યવસ્થાપક મંડળ પોતાનામાંથી એક સભાસદને પ્રમુખ તરીકે નીમી શકશે અને એવા નિમાએલા પ્રમુખ, પ્રમુખ તરીકેના તમામ અધિકારો ભોગવી શકશે.

કલમ ૨૬. સચીન રાજ્ય પ્રજામંડળના પ્રમુખ તરીકેના સામાન્ય અધિકારો ઉપરાંત પ્રમુખને નીચેના ખાસ અધિકારો રહેશે

(ક) આ બંધારણથી અસ્તિત્વમાં આવેલા કોઈપણ મંડળની સભા બોલાવી શકશે.

(ખ) આ બંધારણથી અસ્તિત્વમાં આવેલા કોઈપણ મંડળના સભાએ કરવા ધારેલો ઠરાવ ન કરવા અગર કોઈપણ ઠરાવનો અમલ બે માસ સુધી મોકૂફ રાખવા ફરમાવી શકશે–પણ તે દરમિયાન તેમણે વ્યવસ્થાપક મંડળની સભા બોલાવી પોતાના હુકમ માટે બહાલી મેળવવી પડશે.

(ગ) આ બંધારણથી અસ્તિત્વમાં આવતું કોઈપણ મંડળ અગર સમિતિ વખતસર ન સ્થપાય તો એવું મંડળ કે સમિતિ નીમી શકશે–

૨૯૭૧૫

અને નીમણુંકની મુદત પણ નક્કી કરી શકશે

(ધ) કલમ (ગ) પ્રમાણે નીમેલા મંડળ કે સમિતિના હોદ્દારો નીમવાનું ફરમાવી શકશે, અગર તો નીમી પણ શકશે.

(ચ) કોઈપણ વિકટ પ્રસંગમાં વ્યવસ્થાપક મંડળની સંમતિથી કટોકટીની પરિસ્થિતિ જાહેર કરી શકશે

(છ) જ્યારે કટોકટીની પરિસ્થિતિ આ રીતે જાહેર થાય ત્યારે કાર્યવાહક મંડળના તમામ અધિકારો વ્યવસ્થાપક મંડળે જો તે બીજી રીતે મર્યાદિત કરેલા ન હોય તો પ્રમુખમાં નિર્વિષ્ઠ થએલા ગણાશે.

(જ) આવા કટોકટીના સમયમાં પ્રમુખ મમે ત્યારે બીજાને પોતાના અધિકારો આપશે અગર પોતાની પાછળ બીજો પ્રમુખ નીમી શકશે, અગર તો પોતાની પાછળ એક પછી એક કોણ પ્રમુખ થઈ શકશે અગર નીમી શકશે તે, પણ નક્કી કરશે.

(ઝ) આ ઉપરાંત આવા કટોકટીનાં સમયમાં પ્રબંધમંડળની અને પ્રજામંડળના દફતરની તથા

માલમિલ્કત અને રોકડની વ્યવસ્થા કરવા માટેના તમામ અધિકારો સ્વતંત્ર રીતે અને સચીન રાજ્ય પ્રજામંડળના હક્ક અધિકારથી તેમની પાસે રહેશે અગર તેમણે નીમેલા બીજા કોઈ પ્રમુખ અગર વ્યક્તિ પાસે રહેશે.

(૮) પ્રમુખ આવી રીતે જે વ્યક્તિઓને નીમે તે કેવી રીતે કામ કરશે તે પણ યોગ્ય લાગે તો તેઓ ઠેરવશે.

કલમ ૨૭ કાર્યવાહક સમિતિના સાત સભાસદોની સંમતિથી સચીન રાજ્ય પ્રજામંડળના કોઈપણ સભ્યને અગર હોદ્દેદારને પ્રજામંડળમાંથી અગર તેના હોદ્દા પરથી પ્રમુખ દૂર કરી શકશે. પ્રમુખનાં આ પગલાં સામે દૂર થએલા સભ્ય અગર હોદ્દેદાર વ્યવસ્થાપક મંડળ આગળ પોતાનો કેસ રજૂ કરી શકશે.

## પ્રજામંડળનું વર્ષ

કલમ ૨૮. સચીન રાજ્ય પ્રજામંડળનું વર્ષ એક અધિવેશનથી બીજા અધિવેશન સુધીનું ગણવું.

કલમ ૨૯. સચીન રાજ્ય પ્રજામંડળના વાર્ષિક સભાસદનું વર્ષ પણ કલમ ૨૮ પ્રમાણે ગણવું.

કલમ ૩૦. પરંતુ એમ ઠરાવવામાં આવે છે કે પ્રજામંડળનું અધિવેશન ભરવાનું નક્કી થાય તે પહેલાં, પ્રજામંડળના મહામંત્રી વાર્ષિક સભાસદ થવાની જે તારીખ નક્કી કરે, તે તારીખે નવીન સભાસદ તરીકે નોંધાએલો નહિ હશે એવી વ્યક્તિને આવતા અધિવેશનમાં પ્રતિનિધિ તરીકે ઉમેદવારી કરવા અગર ચૂંટાઇ આવવા હક રહેશે નહિ. આ આખરી તારીખ મહામંત્રી જરૂર પ્રમાણે લંબાવી શકશે.

કલમ ૩૧. **સભાની સૂચનાઓ**

(ક) કાર્યવાહક મંડળની સભાની સૂચના ટપાલમાં નાંખ્યાની તારીખથી પૂરા ત્રણ દિવસની આપવી પડશે.

(ખ) વ્યવસ્થાપક મંડળ માટેની આવી સૂચનાઓ ટપાલમાં નાખ્યાની તારીખથી પૂરા સાત દિવસની આપવી પડશે.

(ગ) પરંતુ આવા મંડળની કોઈપણ અસાધારણ સભા બોલાવવી પડે તો પ્રમુખ આ મુદતની અમે તેટલા દિવસની નોટીસ આપી બોલાવી શકશે.

## પ્રજામંડળનું અધિવેશન

કલમ ૩૨. પ્રજામંડળનું અધિવેશન વ્યવસ્થાપક મંડળ ઠેરવે તે ગામે ભરવામાં આવશે.

કલમ ૩૩ પ્રજામંડળનું અધિવેશન ભરવા માટે જે તે ગ્રામ સમિતિએ એક કામચલાઉ સ્વાગત સમિતિ સ્થાપવી. આ સમિતિ બનતાં સુધી અધિવેશન ભરાય તેના બે માસ પહેલાં રચાવી જોઈએ.

કલમ ૩૪. અધિવેશનના પ્રમુખની ચૂંટણી નીચેના ધોરણ પ્રમાણે થશે:—

(ક) મહામંત્રી પ્રમુખપદ માટે પસંદગી કરવા યોગ્ય વ્યક્તિઓના વધારેમાં વધારે પાંચ નામોની માગણી નવી રચાએલ ગ્રામ સમિતિઓ પાસે કરશે

(ખ) મહામંત્રી પાસે આવી રીતે આવેલાં નામો દરેક ગ્રામ સમિતિને તે લખી જણાવશે. ગ્રામ સમિતિ મહામંત્રી જે તારીખ નક્કી કરે તે તારીખે પોતાની સભા બોલાવશે. તે સભામાં હાજર રહેલ પ્રત્યેક સભ્ય આવેલાં નામોમાંથી કોઈપણ એક વ્યક્તિને પોતાનો એક જ મત આપી શકશે. આવી રીતે મત લઈ દરેક ગ્રામ સમિતિ મત-

ગણત્રી કરી તેની હકીકત પ્રજામંડળના મહામંત્રી તરફ મોકલી આપશે. મહામંત્રી આ પરિણામ કાર્યવાહક મંડળમાં રજૂ કરશે અને કાર્યવાહક મંડળ જે વ્યક્તિને સૌથી વધારે મત મળ્યા હશે તેને અધિવેશનના પ્રમુખ જાહેર કરશે

(ગ) જો એકથી વધુ વ્યકિતને સરખા મત મળ્યા હશે તો તે પ્રસંગે કાર્યવાહક મંડળ તે વ્યકિતઓ પૈકી ગમે તે એકને બહુમતીથી પસંદ કરી પ્રમુખ તરીકે જાહેર કરશે.

(ઘ) ઉપર પ્રમાણે પ્રમુખની પસંદગી પછી અણધાર્યા સંજોગોને કારણે અગર મરણ, રાજીનામું અથવા કોઇ અનિવાર્ય કારણોસર ચૂંટાએલા પ્રમુખ પ્રમુખ સ્થાન લઈ શકે એમ ન હોય, તો ગ્રામ સમિતિઓના પ્રતિનિધિઓના મળેલા મત અનુસાર અનુક્રમે આવતાં નામોમાંથી કાર્યવાહક મંડળ પ્રમુખની પસંદગી કરશે અને કાર્યવાહક મંડળનો આ નિર્ણય આખરનો ગણાશે.

કલમ ૩૫. જે ગામમાં અધિવેશન ભરાવાનું હોય તે ગામમાંથી પ્રમુખની પસંદગી કરી શકાશે નહિ.

કલમ ૩૬. પ્રમુખ જો સચીન રાજ્યનો વતની ન હોય તો તે પ્રજામંડળનો સભ્ય હોવાની જરૂરત નથી પણ સચીન રાજ્યનો કોઈપણ વતની પ્રજામંડળનો સભ્ય થયા સિવાય પ્રમુખસ્થાને આવી શકશે નહિ.

કલમ ૩૭. સચીન રાજ્ય પ્રજામંડળના ખાસ અધિવેશનના પ્રમુખની ચૂંટણી વ્યવસ્થાપક મંડળ કરશે.

કલમ ૩૮. ખાસ અધિવેશન ભરવાનો ઠરાવ વ્યવસ્થાપક મંડળ કરી શકશે.

## અધિવેશનના પ્રતિનિધિઓ.

કલમ ૩૯. અધિવેશનના પ્રતિનિધિઓ સભ્યો માંથી ચૂંટવાના છે.

કલમ ૪૦. નીચે બતાવેલા ગામો ને વધારેમાં વધારે નીચે પ્રમાણે પ્રતિનિધિઓ અધિવેશનમાં મોકલવાનો હક રહેશે

| | |
|---|---|
| ડુમસ.........૨૫ | ચારોલી.. .........૫ |
| ભીમપોર.......૨૦ | ગોડાદરા.. .........૫ |
| ગવિયર .........૫ | દક્ષિણવાડા.........૫ |
| સરસાણા....... .૫ | સચીન..............૫ |
| ઊંભેળ..........૫ | કનસાડ............૧૫ |
| પૂણા.........૧૫ | લાજપોર... .......૧૫ |
| ભટિયા... ....૫ | ત્રાજ................૫ |
| બોણંદ ... .....૫ | વકતાણા............૫ |
| ઊ[illegible].............૫ | વાસણ..............૫ |
| કોથા...........૧૦ | વેડછા.............૧૦ |

**નોંધ:**—આ સંખ્યામાં સચીન રાજ્ય પ્રજામંડળ વધારો ઘટાડો કરી શકશે.

**કલમ ૪૧.** સચીન રાજ્ય પ્રજામંડળના વ્યવસ્થાપક મંડળ અને કાર્યવાહક મંડળના સભ્યો તથા ઓદ્દેદારે શુદ્ધ ખાદીધારી હોવા જોઈએ, તે સાથે નશો ન કરનારા પણ હોવા જોઈએ.

**કલમ ૪૨.** ઉપરના પ્રતિનિધિઓની જે સંખ્યા બતાવી છે તે ઉપરાંત તે સાલના ચાલુ પ્રમુખો, મંત્રીઓ અને ખજાનચી, તથા તમામ માજી પ્રમુખો પ્રતિનિધિ ફી આપે તો અધિવેશનના સામાન્ય પ્રતિનિધિ ગણાશે, અને અધિવેશનમાં મત આપવાનો તેમને હક રહેશે.

**કલમ ૪૩.** પ્રતિનિધિઓની ચૂંટણી આમ સમિતિએ કરવાની છે. તેની પદ્ધતિ જે તે આમ સમિતિ નક્કી કરશે.

**કલમ ૪૪.** ચૂંટાએલા પ્રતિનિધિઓની યાદી જે તે આમ સમિતિએ મુખ્ય કચેરીએ ૩૦ દિવસ પહેલાં મળે એ રીતની ગોઠવણ કરવી. અને તેમાં પ્રતિનિધિનું નામ, જાત, ધંધો, ઉમર, તેમ જ રહેવાનું સ્થળ વિગેરે માહિતી પણ મોકલી આપવી.

કલમ ૪૫. પ્રતિનિધિઓની ચૂંટણી અંગે ઉભી થએલી કોઈપણ તકરારનો નિકાલ નારાજ ઉમેદવારોની અરજી ઉપરથી ગ્રામ સમિતિના પ્રમુખ કરી શકશે. આવી અરજી પરિણામની તારીખથી સાત દિવસની અંદર કરવી જોઈશે. ગ્રામ સમિતિના પ્રમૂખના નિર્ણયની તપાસણી સચીન રાજ્ય પ્રજામંડળના પ્રમુખ કરી શકશે અને તે નિર્ણય આખરનો ગણાશે.

કલમ ૪૬. કાયદેસર ચૂંટાએલા દરેક પ્રતિનિધિને મુકરર પ્રમાણપત્ર રૂપિયો ૧) અંકે એક લઈને ગ્રામ સમિતિના મંત્રી આપશે. આ પ્રમાણપત્ર ધરાવનારને યોગ્ય પ્રતિનિધિ તરીકે સ્વીકારવામાં આવશે અને અધિવેશનમાં તેને મત આપવાનો અધિકાર રહેશે. દરેક પ્રતિનિધિએ પ્રમાણપત્ર અધિવેશનની બેઠક દરમિયાન પોતાની પાસે રાખવું પડશે.

કલમ ૪૭. અધિવેશનના દરેક પ્રતિનિધિએ રૂપિયો ૧) અંકે એક ફી આપવી પડશે.

# અધિવેશનનું સ્વાગતમંડળ.

કલમ ૪૮. સચીન રાજ્ય પ્રજામંડળનું અધિવેશન સામાન્ય રીતે આસો માસની આખરમાં ભરવું.

કલમ ૪૯. સ્વાગતમંડળના પૂરતા સભાસદ થયાનું સ્વાગત મંડળને લાગે એટલે તુરત એ મંડળે પોતાના પ્રમુખ, મંત્રી, ખજાનચી અને બીજા યોગ્ય જરૂરી હોદ્દેદારો ચૂંટવા અને અધિવેશનનું કામ ચાલુ કરવું.

કલમ ૫૦. અધિવેશન ભરાયા બાદ સ્વાગતમંડળે સચીન રાજ્ય પ્રજામંડળની બેઠકનો હેવાલ તૈયાર કરી છપાવવો અને દરેક પ્રતિનિધિને, માજી પ્રમુખોને, તેમ જ બીજા યોગ્ય લાગે તે સન્માનિત ગૃહસ્થો તથા સંસ્થાઓને મોકલી આપવો.

કલમ ૫૧. કલમ ૫૦ માં જણાવેલા હેવાલમાં નીચેની હકીકતનો સમાવેશ થશે:—અધિવેશનમાં ચાલેલા કામકાજનો ટૂંકો હેવાલ, ઠરાવો, સ્વાગત પ્રમુખ તથા અધિવેશનના પ્રમુખનું ભાષણ, તેમ જ મહામંત્રીએ આવક જાવકનો અધિવેશનમાં રજૂ કરેલો હેવાલ.

કલમ ૫૨. અધિવેશનનું કામકાજ પૂરું થયા પછી એક માસની અંદર સ્વાગતમંડળે પ્રતિનિધિઓના લવાજમની મળેલી રકમમાંથી અડધી રકમ સચીન રાજ્ય પ્રજામંડળના મહામંત્રીને મોકલી આપવી પડશે.

કલમ ૫૩. અધિવેશનનો ખર્ચ બાદ કર્યા પછીની બચત રકમ સ્વાગતમંડળે પોતાની ગ્રામ સમિતિને હવાલે કરવી અને તે રકમ ગ્રામ સમિતિની ગણાશે.

કલમ ૫૪. સ્વાગત મંડળનો હિસાબ સ્વાગત મંડળે નીમેલા હિસાબ તપાસનીસ પાસે મંજૂર કરાવી ૩ માસની અંદર સચીન રાજ્ય પ્રજામંડળના મહામંત્રીને મોકલી આપવો.

## અધિવેશન

કલમ ૫૫. સચીન રાજ્ય પ્રજામંડળનું અધિવેશન મહામંત્રીની સંમતિથી સ્વાગત મંડળ ઠરાવે તે દિવસોમાં મળશે.

કલમ ૫૬. સચીન રાજ્ય પ્રજામંડળના દરેક અધિવેશનના પહેલા દિવસનું કામકાજ બનતાં સુધી નીચે જણાવ્યા મુજબ રહેશેઃ—

(ક) સ્વાગત મંડળના પ્રમુખનું પ્રતિનિધિઓનું સ્વાગત કરનારૂં ભાષણ.

(ખ) સ્વાગત મંડળના પ્રમુખની સૂચનાથી હાજર રહેલા પ્રતિનિધિઓમાંથી દરેક ગામ દીઠ એક એક પ્રતિનિધિ અધિવેશન માટે પસંદ કરેલા પ્રમુખની પ્રમુખપદ લેવાને માટે ઔપચારિક દરખાસ્ત કરશે અને તેને અનુમોદન આપશે. સદરહુ દરખાસ્ત ઉપર સુધારો અગર મુલતવી રાખવાની દરખાસ્ત આવી શકશે નહિ.

કલમ ૫૭. પ્રમુખપદ લીધા પછી પ્રમુખનું લખેલું ભાષણ વંચાશે.

(અ) ત્યારબાદ વ્યવસ્થાપક મંડળે મંજૂર કરેલો વાર્ષિક હેવાલ મહામંત્રીએ ખુલ્લા અધિવેશનમાં વાચી બતાવવો અગર વહેંચવો. અને ત્યારપછી આવેલા સંદેશાઓ વાંચી જવા. આભારના, અભિનંદનના અગર દીલગીરીના ઠરાવો પ્રમુખની મરજી મુજબ પ્રમુખ પોતે ઠરાવ રૂપે રજૂ કરશે અગર કરવા રજા આપશે.

(ક) બેઠકના પહેલા દિવસે ઉપર જણાવેલાં કામો ઉપરાંત બીજાં કોઈપણ કામો યા ઠરાવો વ્યવસ્થાપક મંડળની સંમતિ સિવાય લાવવા દેવામાં આવશે નહિ.

કલમ ૫૮. સચીન રાજ્ય પ્રજામંડળના સમેલનના પ્રમુખ તે અધિવેશનના તમામ દિવસોની બેઠકોમાં અને વિષય નિયામક સમિતિની દરેક સભામાં પ્રમુખ રહેશે. પ્રમુખની ગેરહાજરીમાં આગલી બેઠકોના પ્રમુખો પૈકી જેઓ હાજર હશે તેઓ પૈકી પ્રમુખે જે નામ નક્કી કર્યું હશે તે અને તેમની ગેરહાજરીના કારણે બીજા માજીપ્રમુખો હાજર હશે તેમાંથી અને તેઓની ગેરહાજરી હશે તો વ્યવસ્થાપક મંડળ ઠરાવે તે સચીન રાજ્ય પ્રજામંડળના તે અધિવેશનની બેઠકમાં પ્રમુખપદ લેશે અને વિષય નિયામક સમિતિમાં પણ પ્રમુખપદ લેશે.

કલમ ૫૯. દરેક ઠરાવ ઉપર મત લેતી વખત પ્રમુખ એક મત આપી શકશે પરંતુ બંને બાજુ સરખા મત થાય ત્યારે પ્રમુખ એક વધારાનો મત ( Casting vote ) આપી શકશે.

કલમ ૬૦. સંમેલનનું કામકાજ ચાલુ હોય તે દરમિયાન સંમેલનના કામકાજની પદ્ધતિ સંબંધી દરેક વાંધાવાળી બાબતનો સારાસાર વિચાર કરી પ્રમુખ નિકાલ કરશે અને તેમનો નિકાલ છેવટનો ગણાશે.

કલમ ૬૧. હદ બહારની અવ્યવસ્થા થઈ જાય ત્યારે અગર એવાં બીજાં કોઈ અનિવાર્ય કારણોને લીધે પ્રમુખ અચોક્કસ વખત સુધી સંમેલનની બેઠક મુલતવી રાખશે.

કલમ ૬૨. સચીન રાજ્ય પ્રજામંડળની દરેક બેઠક વખતે કામનું ધોરણ નીચે પ્રમાણે રહેશેઃ—

(ક) વિષય નિયામક સમિતિએ ભલામણ કરેલા ઠરાવોની ચર્ચા, કરી તે સંબંધી નિર્ણય કરવા.

(ખ) તે ઉપરાંત જે ઠરાવ વિષય નિયામક સમિતિએ સ્વીકાર્યો નહિ હોય, પણ વિષય નિયામક સમિતિના જે તે વખતે ૧/૫ હાજર સભાસદોની જેને સંમતિ મળી હશે, એવો કોઈપણ ઠરાવ ૩૦ પ્રતિનિધિઓની બેઠક અગાઉ લેખી સૂચના આવ્યેથી તે ઠરાવ સભામાં રજૂ કરવા દેવામાં આવશે.

કલમ ૬૩. કલમ ૬૨ ની પેટા કલમ (ક) માં જણાવેલા ઠરાવો ઉપરાંત આભારના, અભિનંદનના, અગર દિલગીરીના ઠરાવો પ્રમુખને રજૂ કરવા હશે તો કલમ ૬૨ ની પેટા કલમ (ક) નો અનુક્રમ બદલવાને બાધ આવશે નહિ.

કલમ ૬૪ (अ) ઠરાવો બાબત દરખાસ્ત મૂકનાર અને અનુમોદન આપનાર વ્યક્તિઓનાં નામો પ્રતિનિધિમંડળમાંથી વિષય નિયામક સમિતિએ અગાઉથી નક્કી કરેલા હોવા જોઈએ.

(ब) ઉપર જણાવેલા પ્રતિનિધિઓ સિવાય કોઇપણ બીજા પ્રતિનિધિઓને અગર પ્રેક્ષક પૈકી કોઈને સભા સમક્ષ રજૂ થએલા ઠરાવો ઉપર બોલવા દેવા કે નહિ તે પ્રમુખની મરજી ઉપર રહેશે.

કલમ ૬૫. પ્રજામંડળના આગળના કોઈપણ અધિવેશનમાં થએલા ઠરાવનો હેતુ ફેરવી નાંખનારો તેમ જ તેજ દિવસે થનાર બીજા ઠરાવોને હરકત કરે એવો અને રાજ્ય પ્રજામંડળના મૂળ ઉદ્દેશથી વિરૂદ્ધ જતો હોય એવો કોઈપણ સુધારો કોઈપણ ઠરાવ પર મૂકવા દેવામાં આવશે નહિ. દરેક સુધારો એક સંપૂર્ણ દરખાસ્તના રૂપમાં હોવો જોઈશે.

કલમ ૬૬. કોઈપણ દરખાસ્ત ઉપર એકથી વધુ સુધારા રજૂ થાય તો તેના ઉલટ અનુક્રમથી થએલા સુધારા પર મત લેવા અને પછી મૂળ દરખાસ્ત પર મત લેવા.

કલમ ૬૭. એકંદરે સભાનું કામકાજ મુલતવી રાખવાની દરખાસ્ત પ્રમુખની પરવાનગીથી મૂકી શકાશે.

કલમ ૬૮. કોઈપણ સભા મુલતવી રાખવાની દરખાસ્ત નિયમનો દુરઉપયોગ કરનારી, સભાનાં કામકાજમાં અડચણ ઉભી કરનારી અગર ઉશ્કેરાટ કરનારી હોય એવું પ્રમુખને જણાય, તો તે નામંજૂર કરવાનો પ્રમુખને અધિકાર છે.

કલમ ૬૯. દરેક મૂળ દરખાસ્ત તેમ જ તેની ઉપરના સુધારાને અગર મુલતવી રાખવાની સૂચનાને અનુમોદન મળવું જોઈએ, જેના અભાવે તે રદ થએલી ગણાશે. કલમ ૬૨ ની પેટા કલમ (ખ) માં જણાવેલા ઠરાવો તેમ જ સુધારા મુલતવી રાખવાની દરખાસ્ત તથા સભા બંધ રાખવાની દરખાસ્ત મૂકનાર તથા તેને અનુમોદન આપનારાઓની

સહી સાથેની તથા કયા ગામના પ્રતિનિધિઓની છે તે બદલની માહિતી સાથેની લેખી સૂચના વખતસર પ્રમુખને આપવામાં આવેલ નહિ હશે તો તે રજૂ કરવા દેવામાં આવશે નહિ

કલમ ૭૦. જે પ્રતિનિધિએ મૂળ દરખાસ્ત કરી હશે તે પ્રતિનિધિ તેજ દરખાસ્ત ઉપર ચાલતા વાદવિવાદ દરમિયાન તે દરખાસ્ત મુલતવી રાખવાની અગર તેના ઉપર સુધારો કરવાની સૂચના લાવી શકશે નહિ. પણ તે પોતાની દરખાસ્ત પાછી ખેંચી શકશે અગર તો કોઈનો સુધારો સ્વીકારી શકશે. દરખાસ્ત મૂકનારને એકંદર ચર્ચા ઉપર છેવટનો જવાબ આપવાનો હક્ક રહેશે.

કલમ ૭૧. એક દરખાસ્ત ઉપર વાદવિવાદ અર્ધો કલાક ચાલ્યા પછી તે વાદવિવાદ બંધ કરવાની સૂચના લાવી શકાશે, અને જો એ સૂચના પસાર થશે તો દરખાસ્ત અને તેની ઉપરના સઘળા સુધારા ઉપરની ચર્ચા બંધ થશે અને પ્રમુખ મત લેશે.

કલમ ૭૨. બધી દરખાસ્તો વધુ મતે પસાર થશે અને મતગણત્રી કેવી રીતે કરવી તે યોગ્ય લાગે તે રીતે પ્રમુખ ઠરાવશે.

કલમ ૭૩. પ્રતિનિધિઓએ નક્કી કરેલી વિભાગવાર જગ્યાએ બેસવું જોઈશે.

કલમ ૭૪. એક જ દરખાસ્ત ઉપર કોઈપણ પ્રતિનિધિને એક કરતાં વધારે વખત બોલવા દેવામાં આવશે નહિ. પરંતુ કાંઈ ખુલાસો આપવો હોય અગર તો કોઈ વાંધાભરેલું બોલતો હોય તો તેને અટકાવવા પ્રમુખની પરવાનગીથી તે બોલી શકશે.

કલમ ૭૫. કોઈપણ ગૃહસ્થને આપેલો સમય પૂરો થયે અગર વિષયાંતર થતું હોય તો બોલતો અટકાવવાની પ્રમુખને સત્તા છે.

કલમ ૭૬. જો કોઈપણ પ્રતિનિધિ પ્રમુખના હુકમનો અનાદર કરશે અને એક વખત ચેતવણી આપ્યા બાદ પ્રમુખની ચેતવણીની અવગણના ચાલુ રાખશે તો તે પ્રતિનિધિને સભાસ્થાન છોડી જવા પ્રમુખ હુકમ કરી શકશે, અને પ્રતિનિધિને તે દિવસના

અગર સંમેલનના બાકી દિવસોના કામકાજમાં પ્રતિનિધિ તરીકે ભાગ લેતાં પ્રમુખ અટકાવી શકશે.

કલમ ૭૭. સંમેલનની બેઠક વખતે સ્વાગત મંડળે નક્કી કરેલા નિયમ અને શરતોને અનુસરીને પ્રેક્ષકોને સભામંડપમાં દાખલ કરવામાં આવશે. અને પ્રમુખ કહે ત્યારે તેઓને સભાસ્થાન છોડી જવું પડશે. જો તેઓ પ્રતિનિધિઓ માટે મુકરર કરેલા સ્થળની હદમાં આવશે અથવા તો પ્રમુખની આજ્ઞાનું ઉલ્લંઘન કરશે અથવા બીજી કોઈપણ જાતની ધાંધલ કરશે તો તેમને તુરત સભામંડપની બહાર કાઢી મૂકવામાં આવશે.

## વિષયનિયામક સમિતિ

કલમ ૭૮. સચીન રાજ્ય પ્રજામંડળના નવા ચૂંટાએલા વ્યવસ્થાપક મંડળના સભ્યો અધિવેશનની વિષય નિયામક સમિતિના સભ્યો ગણાશે. આ ઉપરાંત અધિવેશનના પ્રમુખ, સ્વાગત મંડળના પ્રમુખ

તથા મંત્રી, રાજ્ય પ્રજામંડળના માજી પ્રમુખો પણ વિષયનિયામક સમિતિના સભ્યો ગણાશે. અધિવેશનના પ્રમુખ વિષયનિયામક સમિતિના પ્રમુખ રહેશે.

કલમ ૭૯. વિષયનિયામક સમિતિ અધિવેશનના દિવસોમાં મળશે અને તેમાં રાજ્ય પ્રજામંડળના મંત્રીઓ, તેમના તરફ આવેલા ઠરાવો, કાર્યવાહક મંડળના અભિપ્રાયો સાથે રજૂ કરશે અને જે ઠરાવો વિષય-નિયામક સમિતિમાં મંજૂર થશે તે ઠરાવો અધિવેશનમાં રજૂ થશે.

કલમ ૮૦. વિષયનિયામક સમિતિએ બેઠકના દિવસોમાં થનાર કામકાજ અને ઠરાવના મુસદ્દા તૈયાર કરવા અને બીજા દિવસોનું કામકાજ શરૂ થાય એ અગાઉ એ મુસદ્દાઓની છાપેલી અગર સુવાચ્ય નકલો પ્રતિનિધિઓને જેમ બને તેમ જલ્દી પૂરી પાડવી.

કલમ ૮૧. અધિવેશનમાં રજૂ કરવાના ઠરાવો અધિવેશનની ઠરેલી તારીખ પહેલાં ઓછામાં ઓછા ૨૦ દિવસ

અગાઉ મહામંત્રીને પહોંચાડવામાં ન આવે તો તેવા ઠરાવો વિષયનિયામક સમિતિમાં અગર અધિવેશનમાં રજૂ થઈ શકશે નહિ. પરંતુ મુદત બહાર આવેલો કોઈપણ ઠરાવ વિષય નિયામક સમિતિ અગર અધિવેશનમાં રજૂ કરવાની પરવાનગી આપવા પ્રમુખને મુખત્યારી છે.

કલમ ૮૨. મુદત અંદર આવેલા ઠરાવો મહામંત્રી વિચારણા માટે વિષયનિયામક સમિતિમાં રજૂ કરશે.

## નાણાં અને હિસાબ

કલમ ૮૩. વાર્ષિક સભાસદના ચાર આના પૈકી અડધી રકમ એટલે બે આના ગ્રામ સમિતિએ પોતાના કામ માટે કાપી લઈ ૧/૨ રકમ રાજ્ય પ્રજામંડળની મુખ્ય કચેરીના ઉપયોગ માટે મોકલી આપવી.

કલમ ૮૪. આ ઉપરાંત જે વધુ નાણાં જોઈએ તે જે તે ગામે અને રાજ્ય પ્રજામંડળે પોતે પ્રયત્ન કરી મેળવવાનાં છે અને તેનો હિસાબ રાખવાનો છે.

કલમ ૮૫. જો કોઈપણ ગ્રામ સમિતિને સચીન રાજ્ય પ્રજા-

મંડળ પાસે ઉછીનાં નાણું જોઈતાં હશે તો જે તે મંડળના બહુમતિના ઠરાવથી આપવામાં આવશે.

કલમ ૮૬. જે તે મંડળે નિમેલા હિસાબ તપાસનીસો ઉપરાંત પ્રજામંડળના મંત્રીઓ અગર કાર્યવાહક મંડળ બીજી કોઈ વ્યકિતને નીમે તેને સચીન રાજ્ય પ્રજામંડળના તાબાના કોઇપણ મંડળનો હિસાબ તપાસવાનો અધિકાર છે.

## સામાન્ય

કલમ ૮૭. રાજ્ય પ્રજામંડળની રોકડ અને મિલકતનો કબજો અને વ્યવસ્થા પ્રજામંડળના જે તે સાલના પ્રમુખ અને મંત્રીઓ પાસે રહેશે.

કલમ ૮૮. ગામની રોકડ અને મિલકતનો કબજો અને વ્યવસ્થા સચીન રાજ્ય પ્રજામંડળ વતી જે તે ગામના પ્રમુખ અને મંત્રીઓ પાસે છે એમ સમજવું.

કલમ ૮૯. સચીન રાજ્ય પ્રજામંડળના બંધારણમાં ફેરફાર કરવા મહામંત્રી, પ્રમુખ, વ્યવસ્થાપક મંડળ, અગર કાર્ય-વાહક મંડળ સૂચવી શકશે. આવા હરકોઇ સુધારા

વિષયનિયામક સમિતિમાં પસાર થયા વિના સંમેલનમાં લાવી શકાશે નહિ.

કલમ ૯૧. સચીન રાજ્ય પ્રજામંડળનાં બંધારણમાં અધિવેશનમાં હાજર પ્રતિનિધિઓની ૨/૩ બહુમતીથી અને પ્રજામંડળના ઉદ્દેશમાં હાજર પ્રતિનિધિઓની ૪/૫ બહુમતીથી ફેરફાર થઈ શકશે.



